3058

# कामावती दुःखदर्शक नाटकनां गायनो.

સરવે સોખીલા સજજનોને માટે

બનાવનાર

## कुबेरदास हरीभाई परीख.

આવૃતી પેહેલી પ્રત એક હજાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

रणछोडलाल वि. अंबाराम व्यास.

અમદાવાદ

માણેકચોક આગળ સાંકડીશેરીમાં

પરીખ નથુરામ શાયકણના ડેલામાં

"ગુજરાત ગેઝેટ પ્રેસ"માં

પંડયા છગનલાલ ગીરધરલાલે છાપ્યાં.

સંવત ૧૯૪૩——સને ૧૮૮૭

કીંમત ત્રણ આના.

૩૦૮૮

# कामावती दुःखदर्शक नाटकनां गायनो.

સરવે સોખીલા સજજનોને માટે

બનાવનાર

## कुबेरदास हरीभाई परीख.

આવૃતી પેહેલી પ્રત એક હજાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

रणछोडलाल वि. अंबाराम व्यास.


અમદાવાદ

માણેકચોક આગળ સાંકડીશેરીમાં

પરીખ નથુરામ શાયકણના ડેલામાં

"ગુજરાત ગેઝેટ પ્રેસ"માં

પંડયા છગનલાલ ગીરધરલાલે છાપ્યાં.

સંવત ૧૯૪૩——સને ૧૮૮૭

કીંમત ત્રણ આના.

# વિજ્ઞાપના.

ઇશ્વરેચ્છાથી આ પુસ્તક અમોએ અમારી અલ્પ બૂદ્ધિ પ્રમાણે બનાવી ટૂંક મુદતની અંદર છપાવી તૈયાર કર્યું છે, તેથી તેની અંદર આપ વાંચનાર સુજ્ઞ સજ્જનોને કાંઇ ભૂલ ચૂક માલમ પડે તો દર ગુજર કરશો.

આ પુસ્તક છપાવતી વખતે અમારા પરમ સ્નેહી. પવીત્ર મીત્ર. શુકલ. કેશવલાલ મહાદેવભાઇએ મદદ કરી છે; તેથી તેમનો ઉપકાર અમારા ઉપર અપૂર્વ થયો છે.

**વીરમગામ.**
તા. ૨૫ મેએ સને ૧૮૮૭

કુબેરદાસ હરીભાઇ પરીખ.
તથા. રણછોડલાલ વિ. અંબારામ વ્યાસ.

# અર્પણ પત્રીકા.

## રા. રા. મેહેરબાન ઈશ્વરલાલ દેવશંકર.

આપ અમારા ઘણા સ્નેહી તથા સર્વ આર્ય બંધુઓનું ભલું ઇચ્છનાર તેમજ વળી ગાયનના સોખી છો તેથી આ લઘુ પુસ્તક અમે આપને અતી સ્નેહપૂર્વક અર્પણ કરીએ છીએ માટે આપ સ્વીકારી શેવકને આભારી કરશો.

લી શેવક.

રણછોડલાલ વી. અંબારામ. વ્યાસ.

કુબેરદાસ હરીભાઇ. પરીખ.

# સૂચના.

## દોહરો.

વાંચો સજ્જન સૌ તમે, સમજી સઘળો સાર;
નીતીથી શું ફાયદા, કોને દુઃખ અપાર. ૧
દુરાચારીને દુરગુણિ, દુષ્ટ કૃત્ય કરનાર;
સ્હાસ કરે અવિચારથી, તેને દુખ નિરધાર ૨
એક ટેક ઇશ્વર ઊપર, સત્ય સુદ્ધ દિલસાર;
સતી પતી વૃત નારને, સુખ છે દીલ અપાર. ૩
માટે સરવે દેશિઓ, મન રાખી હુલાસ;
સાર ગ્રહીને ચાલવું, કહે છે કુબેર દાસ. ૪

# કામાવતી દુઃખદર્શક નાટકનાં ગાયનો.

## મંગળાચરણ.

### ( હરીગીત છંદ. )

રચનાર સૃષ્ટી સર્વનાછો, તમ શરણુ આવે પ્રભૂ,
ચરણાર બીંદૂ આપનામાં, થાપો દયાના વિભૂ;
નાના પ્રકાર તણિ લીલા છે, રમણિય બહુ આપની,
રચના તે સુંદિર શી કહુ ં પ, ણ માફિ માગું પાપની. ૧

કુમતિ સુધારિ સુબુદ્ધિ આપો, છોડવી સહુ કષ્ટથી,
બેલી તું ઈશ્વર અમ તણો, ડર રાખિયે તુજ દ્રષ્ટથી;
રચવા પ્રથમ સ્તુતિ કરૂં તે, લાવી મન દયા બહૂ,
દાસ જાણીને આપશો તો, લઈ રજા ગ્રંથ આદરૂં. ૨

સહૂ દેશીના હિત્તારથે, વિદ્યા તણિ વૃદ્ધિ થવા,
હરવા સરવના દૂર ગુણો, અંમર સુનિતિ સ્થાપવા;
રીવાજ સારો અહી ચાલે, બાઈ ભાઈ દેશિઓ,
ભાવે કરી સૂનિતિઓ તે, રાજ્ય રીતી જેવિઓ. ૩

ઈશ્વર તમો કરૂણા થકી, મમ અલ્પ બુદ્ધિ નાવડે,
પરથમ કરૂં આ ગ્રંથ તેમાં, વિઘ્નો મુજને ના નડે;
રિઝ પામે સહુ નાટક વાંચી, આ કરણ કામાવતી,
ખરા દીલે કરીએ સ્તુતી, સદા કરો કૃપા અતી. ૪

# ઇશ્વર સ્તુતી.

## સર્વ પાત્રો મળીને,—રાગ કલ્યાણ.

( શ્રી જગતપતી, તું આપ્ય સન્મતી, એ ચાલ. )

પતીત પાવના, હે કૃપાળુ ઇશ;
ઉભય હસ્ત જોડિને, હું વંદુ નામિ શીશ.--ટેક
દીન તણા કૃપાનીધિ, નીરંજન પ્રભુ;
સર્વ કષ્ટ કાપનાર, આપ છો વિભુ. પતીત૦ ૧
આપ છો પવીત્ર ઇશ, દીન બંધુ દાતાર;
સર્વ સ્થાને આપ બિરાજો, જગ્ત તણા કિરતાર. પતીત૦ ૨
અનાથના પ્રતીપાળ, દયા સિંધુ ભવતાર;
પ્રાણાધાર પવિત્ર તણાછો, દુષ્ટોને હણનાર. પતીત૦ ૩
નભ ચંદ્ર તારા રવી, સરજ્યાં છે અમ કાજ;
અમ માટે તેં શ્રમ લેઇને, કીધો સુખનો સાજ. પતીત૦ ૪
સદગુણ નીતી બુદ્ધી, વીવેક'નું સાર,
ભર્તખંડિ ભાઇઓને આપી, દુઃખમાંથી તાર. પતીત૦ ૫

# कामावती दुःखदर्शक नाटकनां गायनो.

## अंक १ लो.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—ચીત્રસેન રાજાની કચેરી.

**વીરરાજ** બારોટ—(લાવણી-અધબિચ મોહબત તોડી. એરાહ)

હે ચિદ્રસેન, (૨) તમ સૂણો વચન સાક્ષાત;
નમન કરૂં છું આપને હું જોડીને બેઉ હાથ.—ટેક
તમે માહારાજા છો (૨) દિન તણા પ્રતીપાળ;
વરણુન કરૂં તે સૂણો, મન ધરી હાંશ મહીપાળ. હેચિ૦૧
એક નગ્ર શોભે (૨) જેનું કાંકણુ નગ્રી નામ;
નામે કામસેન ભૂપતી, વસે છે તેણે ઠામ. હેચિ૦૨
તેને સતી પત્ની છે (૨) કનકાવતી ઘેર નાર,
કન્યા નિજ કામાવતી, છે ગુણુ વિચિક્ષણુ સાર. હેચિ૦૩
આ દુનિઆમાં (૨) પણુ નવ કોઇ એના જેવી;
રૂપ ગુણુ અતિશે ઊજળી, જાણે પ્રગટી છે કાઈ દેવી.હેચિ૦૪

### ગજલ.

**ચીત્રસેન**—કોઠા મેરા કયા હુવા, છોડા કીધર મકાન—એરાહ)

હે બારોટજી તમે, કર્યા જેનાં વખાણુ;

શું ? સ્વરૂપ તેવું છે, કહો તેનું નિરવાણુ.—ટેક
જેવી દ્રષ્ટે જોઇનાર, કહો તે પ્રમાણુ;
સાચે સાચી વાત, કરો આજ નિવાંરણુ.—હે બારોટજી ૧
અતિ આતુર દીલ, મારૂં સૂણુવાને વાત;
સર્વ વાત શ્રૂણે દીલ, થાય મારૂં શાન્ત.—હે બારોટજી ૨
માટે હે બારોટજી, લગાડો નહીં વાર;
સત્ય વચન આજ કે'વા, થાઓ હુશીયાર.—હે બારોટજી ૩

---

# સવૈયા એકત્રીશા.

**વીરરાજ** બારોટ.—

હે નૃપતિ તમે ચતુર પુરૂષ છો, જ્ઞાનીને વળિ બહું ગુણુ વાન;
સાચી વાત મુજથિ નવ થાએ, કારણુ છે અતૂલ રૂપવાન. ૧
એકવખત કર્તાએ જ્યારે, દિનકરને ઘડિઓ તે વાર;
ઘડતાં રજકણુ વધિયાં તેની, પેદાથઇકંન્યા નિરધાર. ૨
મુજને એવું ભાસે છે કે. ધર્યો મનુષ્ય તણો અવતાર;
પણુ કોઈ દેવાંશીના સરખિ, છે શું વખાણુ એનો સાર. ૩
પદ્મ કળા શોભે બે ચરણે, નખમણિ તારા જોત સમાન;
પાની પગની કુમ કુમ કેરી, કાયા કનક વરણિ નિરવાણુ. ૪
કદળી સ્તંભ સમ જંઘા શોભે, કટી કેશરી સિંહ સમાન;
ભૂજ બેઉ ગજ સૂંઢ સરીખા, પુંચા ચંપા કળી નિધાન. ૫
આંગળીઓ દશ મુગ ફળિઓછે, નારંગી ફળ સરખા ગાલ;
અધૂર રંગ પરવાળાં દિશે, કંઠ કોકિલા શબ્દ રશાળ. ૬

મુખ મહેતાબ શશિ સમ શોભે, પેટતો પુરણુ પાન સમાન;
દંત રત્ન દાડમની કળિઓ, સુંડા ચંચશી નાક પ્રમાણુ. ૭
લોચનતો મૃગ લોચન જેસાં, ચાલ ચલે સઘળી ગજહંસ;
વેણુ વાસુકી જેવી સોભે, કંન્યા છે કોઇ દૈવી અંશ. ૮
સોળ કળા બત્રિશ લક્ષણુ છે, ગુણુ ગાયકી સુરનર જાણુ;
રૂપ વિચીક્ષણુ ચતુર પદ્મની, તેજ પ્રકાશે ઉગ્યો ભાણુ. ૯
અદભુત રૂપ એ કામાવતિનું, કર્ત્તાએ કરીયું નિરધાર;
ભાગ્ય હોય તેને તે વરસે, નક્કી અપ્સરાની અણુસાર. ૧૦

એવું સાંભળી રાજા બારોટને શીરપાવ આપી વિદાય કરે છે, બાદ કામાવતી ઊપર મોહીત થવાથી વનમાં ચાલી નીકળે છે અને ત્યાં નીચે પ્રમાણે બોલે છે.—

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—ચંદનાવતી નગ્રી પાસેનું ઉપવન.

**ચિત્રસેન**—(મુજે છોડ ચલા બનજારા—એ રાહ.)

આવંન શોભીત ઘણું સારૂં, પણુ દિલ ઠરે નહીં મારૂં.—ટેક
શુભ શિતળ વાયુ વહે છે, પક્ષિ ચકોર ચંદ્રને ચહે છે;
તેમ વિચાર હું મન ધારૂં, પણુ દિલ્લઠરે નહીં મારૂં. આવંન ૧
સૂડા કોયલ મેનાં રહે છે, પીયુ પીયુ બપૈયા કરે છે;
તેવા મનને હું ઘણું વારૂં, પણુ દિલ્લઠરે નહીં મારૂં.—આંવંન ૨
ઘણા વૃક્ષો શોભી રહ્યાં છે, અન્યો અન્યને રે ગ્રહ્યાં છે;
તેમ વિચાર મળવા વધારૂં, પણુ દિલ્લઠરે નહીં મારૂં.આવંન૩

હું ફરૂંછું છોડીને રાજ, મારે કામાવતી સું કાજ;
તેથી ક્ષણું ક્ષણું સંભારૂં, પણ દિલ્લઠરે નહીં મારૂ.–આવંન. ૪
એના વિના સરવે વૃથા, મારે નથી બીજી કંઇ તૃથા;
તેથી વંન આ સઘળું નઠારૂં, પણ દિલ્લઠરે નહીં મારૂં.આવંન૫

જ્યારે કામાવતી નહીં મળી તેથી એક દેવીના દેવળની અંદર જઇ પેટમાં કટાર મારી પ્રાણ ત્યાગ કરે છે. તેવામાં એકાએક દેવીએ પ્રસન્ન થઈને વરદાન આપ્યું તેથી તે વખતે રાજા દેવીની સ્તુતી કરે છે.—

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—વનમાં દેવીનું દેવાલય.

**ચિત્રસેન**— (રાગ. કલ્યાણની ગજલ.)

દેવી દયાળુ પ્રસંન થયાં છો, માજી મારાં દુઃખોને નિવારીરે.
એ ટેક—
અવર જનમ માજી આજેરે આપ્યો, મૃત્યુ તણા મુખેથી.
ઉગારીરે—દેવી. ૧
મરતો હતો હું નારી અરથે, મેહેર કરી મુને લાભ.
કારીરે—દેવી. ૨
આરે જંગલમાં તમ આશ્રય છે, ઓશીંગણ આપનો.
આભારીરે—દેવી. ૩
મુજ અપરાધ તણી મારી હું માગુ, ક્ષમા કરો દયા દીલ.
ધારીરે—દેવી. ૪

જે વખતે ચિત્રસેન રાજાનો પ્રધાન બુધ સાગર, કોકણ નગ્રીના બાગમાં આવી ઊતરેલો છે તે વખતે ખોખલી માલણ પોતાનો સૂકો બાગ લીલો થઇ ગયેલો જોઇ નીચે પ્રમાણે બોલે છે.

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—કોકણ નગ્રીની પાસેનો બાગ.

**ખોખલી** માલણ— ( રાગ માઢ. )

અચાનક સુંદીર, આ બાગ શું દેખું; ટેક.
આતે મુને સ્વપ્ન કે, આ સત્ય હું પેખું. અચાનક. ૧
સૂકો બાગ માહ્યરો તે, ક્યાં જતો રહ્યો;
કોણના પ્રતાપે ખીલ્યો, બાગ માહ્યરો. અચાનક. ૨
આમૃ વૃક્ષ તામૃ વૃક્ષ, આસો પાલવ;
સ્તંભ કદળી નિંબક, સૌ નવ પલ્લવ. અચાનક. ૩
મેંદી મરૂવો મોગરો, સુ શોભીત ચંબેલી;
જાઈ જુઈ ચંપો કેતકી, કરેણુ ખીલી. અચાનક. ૪
ચંદ્ર મુખી પુષ્પને, ગુલદાવદી ગુલાબ;
ડોલર હજારી ફૂલ, શોભિત ખીલાવ. અચાનક. ૫
સર્વ જાન વૃક્ષ પલ્લવ, ફળ ફળાદિ ફુલ;
બાગ ખીલ્યો અતિ બહુ, રત્ન સમ અમુલ્ય. અચાનક. ૬
આપડાળીમાં કોજન, સૂતો છે મહંત;
તે પ્રતાપથી આ બાગ સોભીરે રહંત. અચાનક. ૭

જ્યારે બુધ સાગર કાલકા દેવીના દેરાની અંદર દ્વાર બંધ કરી બેઠેલો છે, તેવામાં કામાવતી આવે છે; અને દેરાના દ્વાર બંધ દેખી કાળીકા દેવીની સ્તુતી કરે છે.

## પ્રવેશ ૫ મો.

**સ્થળ.**—કાળીકા દેવીનું દેવાલય.

**કામાવતી.**— (રાગ.–આશા ગોડી.)

અપરાધ શો એવો મારો, કાલીકા માજી અપરાધ શો એ-
વો મારો.—ટેક.-

ક્રોધ કર્યો માજી મુજ ઉપર, બંધ કરી દીય દ્વારો.
કાળીકામાજી. ૧

દર રવીવારે દરશન આપો, આજ કેમ ક્રોધ અકારો.
કાળીકામાજી. ૨

નેમ તમારૂં ભૂલી નથી હું, વાંક પડ્યો શો મારો.
કાળીકામાજી. ૩

કોદિન આપે ક્રોધ કર્યો ના, ક્ષમા તમે દિલ ધારો.
કાળીકામાજી. ૪

જે અર્થે હું આપ આરાધું, સુખ કરિ દુઃખને વિદારો.
કાળીકામાજી. ૫

દરશન આપી માતું મુજને, સ્હાય કરી મુને તારો.
કાળીકામાજી. ૬

દિનતા સાથે અરજ કરૂં છું, દિલમાં આપ વિચારો.
કાળીકામાજી. ૭

જે વખતે છુપી બેઠેલો પ્રધાન કાલકા દેવીના રૂપે વરદાન આપે છે, તે વચન લેઇ કામાવતી જાય છે. બાદ પોતાના પીતાને નીચે પ્રમાણે કહે છે.

---

## પ્રવેશ ૬ ઠો.

**સ્થળ**–કામસેનનો મેહેલ.

**કામાવતી**— ( રાગ.—ગીતી )

અહો પિતા મમ આજે, પુત્રી તણી તો અરજ દીલ ધરજો;
માગું વચન તમ પાસે, મનોરથો મન તણા પુરા કરજો. ૧

**કામસેન**—

શુભ ગુણ લક્ષણ વંતી, ડાહી વિચિક્ષણ પુત્રી તું મારી;
તુજપર આજ ખુશી છું, માગ્ય વચન મન ઈચ્છા જે તારી. ૨

**કામાવતી**—

પુજ્ય પિતાજી મારા, હિત્ત ઈચ્છતા હોય જો મન મારૂં;
ચિત્રસેનની સાથે, લગ્ન કરો એવી અરજ ગુજારૂં. ૩

**કામસેન**—

હેતનયા તુજ ઉપર, પ્રશન થઇને ચિત્રસેન કા’વું;
જે પર તારી મરજી, તેની સાથે હર્ષથિ પરણાવું.

જ્યારે ચિત્રસેન કામાવતીને પરણ્યા બાદ તેની પાસે સાત વરસ સુધી ગયો નહીં ત્યારે કામાવતી રીશના આ વેશમાં દાસી પ્રત્યે કહે છે.



# પ્રવેશ ૭ મો.

**સ્થળ**—ચંદનાવતી નગ્રીમાં કામાવતીનો મેહેલ.

**કામાવતી.**—( રાગ–દેશની ખંમાચ. )

મોહે પરણી ભરથાર, હજુ આયા નહીં યાર, મુને છોડી આ વાર;
સુનરે સજની, દુજી પત્નિઓ સાથ, ખૂબમોજો કરે.—
મોહે પરણી ભરથાર–ટેક–
ધર્યું ધ્યાન અપાર, સ્વામીનું બહુ વાર, તોભી દેખા નહીં સાર;
અબતો સજની, હુવા સાતે બરસ, પીયુ નાહીં સંચરે–મોહે–૧
રાહ દેખી અપાર, કુછ મીલા નહીં સાર, સાખે સૃજનાર;
સુનરે સજની, શાડી લાવે દાસી હવે, શ્વેત ધરે.–મોહે–૨
રાજા ચિત્ર સેન સાર, મુજ નાહીં ભરથાર, પિતા ભાઇ સમધાર;
તનમે સજની, કીયા ભાઇ સમ તેહ, યેહ નાહીં ફીરે. મોહે-૩

**કમળવદની.**— ( રાગ ઉપરનો )

યહ દુષ્ટ વિચાર, નાહીં ધરો લગાર, તમ તજી ભરથાર;
અબતોરે બાઇ, એસા કીજે ન ક્રોધ, દીલમેં, અપને.–
યહ દુષ્ટ વિચાર—ટેક.
માહા દુર્ઘટ વિચાર, તમે કર્યો આ વાર, નથિ એમાં કંઇ સાર;
સૂનોરે બાઈ, કરવી રે ક્ષમા, તે યોગ્ય તમને. યહ–૧
હું જોઇને આ વાર, તમ પાસ ભરથાર, સમજાવું સુસાર
અબતોરે બાઇ, સમજાવી રાજંન, તમ લાવું કને.–યહ–૨

એમ કહી દાસી રાજાને તેડી લાવે છે, ત્યારે રાજા કામાવતી પ્રત્યે નીચે પ્રમાણે બોલે છે.

**ચિત્રસેન-** **શિખરણી છંદ.**

અહા પ્રીયા મારી, અરજ દિલમાં લૈ મન દયા,
સદા પ્રેમા ધારી, મધુર વદની સુંદિર પ્રિયા;
ગુનો મારો આવ્યો, ધરિ ન મનમાં રોશ તું જરા,
ધરો દીલે એવો, હરખ દ્દઢ પ્રેમાળિ અબળા. ૧
તમો માફી આપી, અરજપર નીધાંમર ધરો,
દયા મારી લાવી, ઉરતમ તણો દ્રોઃદુર કરો;
તુને મેં તો આપ્યું, દુખ પૅરણિયા બાદ અધરૂં,
બિજી પત્નીમાંતો, લુબધ થઇ ભૂલ્યો હું સઘળું. ૨
ગુનો તારો નૈકાં, બહુ વરસ સુધી દુર રહ્યો,
હવે ભૂલ્યો માટે, ધરવિ કિરપા મેં ગુણ ચહ્યો;
તથાપી જો મારૂં, વચન પળવા રૂચિન કરે,
ફરી તારા શામું, વચન કદિ બોલું નહિ ખરે. ૩

એવી રીતે ઘણું કહ્યા છતાં જ્યારે કામાવતીએ માન્યું નહીં ત્યારે રાજાએ તેને બજારમાં વેચવા માંડી તે વખતે પડદાની અંદર ઈશ્વર સ્તુતી કરે છે.

## પ્રવેશ. ૮ મો.

### સ્થળ—ચંદનાવતી નગ્રીનું બજાર.

**કામાવતી.**—સ્વગત.

(શાંભળ શાણી સૈયર દુઃખની વાતતું.—એરાહ)

હે ધરણીધર ઈશ્વર સત્ય રખાવજે,
દાસી તણી તો દયા ધરિ દિન નાથ જો;

સંકટ સમયે સ્હાય કરોને શ્રી હરી,
એવી સ્તુતિ હું વિનવું જોડી હાથ જો. હે ધરણી ધર. ૧
કીયા જનમનું વેરજ હશે માહરે,
તે હું પરણી આ નૃપતીની સાથ જો;
દુષ્ટ રીપૂ તે વગર અપરાધે મુને,
બજારમાં વેચે છે દીના નાથ જો, હે ધરણી ધર. ૨
વેચાવાની ચિંતા મન નથી ધારતી,
પણ જો કદાપી પડું નીચને હાથ જો;
બૂરી દશાને પામું મન વીચારૂં છું,
આ અવસરીએ સાહ્ય કરો જગનાથ જો. હે ધરણી ધર. ૩
હરીશ્ચંદ્રનું આપે સત્ય રખાવીયું.
પંચાળીનાં પૂરાં કીધાં ચીર જો;
તેમ હું દાસી આપ તણી સ્તુતી કરૂં,
આપ ઉગારો આણીદયા બળવીર જો. હે ધરણી ધર. ૪
નૃપતી કીંવા શ્રીમંત મન નથી વાંચ્છતી,
પણ મુજ જુગતે જોડું આપો ઇશ જો;
બળ બુદ્ધિને વિદ્યા વાન નર થાય જો,
એટલું દીન હું જાચું નામી શીશ જો. હે ધરણી ધર. ૫
કદાપિ જો મન ગમતો સ્વામી ના મળે,
મળે નીચતો પડે દેહ નિરવાણ જો;
માટે દીન દાસીની વિનતી સ્વિકાર જો,
વિપત્તી સમયે પધારો શ્રી ભગવાન જો. હે ધરણી ધર. ૬

એવામાં એક વેપારીનો દીકરો નામે કરણ કુંવર આવે છે અને તેને આબરૂદાર ગ્રહસ્થ તથા પોતાને લાયક છે એમ જાણી કામાવતી તેને નીચે પ્રમાણે કહે છે.

**કામાવતી**—(રાગ—મારૂં સોનાનું છે બેડુરે—એરાહ)

હે શ્રેષ્ટ શ્રીમંત સુખદાતારે, વણીક કુંવર કરૂં વિનંતી;
તમ છો કોઇ પરમ દયાળુરે, ઉદાસીત કરો આનંદી. ૧
છે નૃપતિ અહીંનો નિરદયરે, દુષ્ટ કર્મ આ આચરિયું;
ભલે આપ પધાર્યા અત્રેરે, કાર્ય સરવ મારૂં સરિયું. ૨
હું દુખીયારી છું નારીરે, આપતણે શરણે આવી;
કર ગ્રહીને મુજને તારોરે, દયા અતી દીલમાં લાવી. ૩
તમ આજ થકી મુજ સ્વામીરે, શિર છત્ર પ્રાણનાથ્યારા-
હું વરી ચૂકી હવે તમનેરે, અન્ય તાત ભ્રાતો મારા. ૪
(હવે) ગમે તેમ કરી તમે મુજનેરે, છોડવી તમ શરણે રાખો
જે માગે તે ધન આપોરે, નકાર શબ્દજ નહીં ભાખો. ૫

**કરણકુંવર**—(રાગ-ડોલેરે જોબન મદ માતીરે ગુજરીયાં—એરાહ)

અરે નારી આજ થકી, અતી સુખ ધારરે;
મુક્ત કરૂં સંકટથી, આપી ધન અપારરે. અરે. ૧
સઘળી ચિંતા દુર કરીને, ઉરમાં ઇશ્વર આણરે;
તો પરમેશ્વર સાહે કરશે, નક્કી એ મનજાણરે. અરે. ૨
જાઉં છું નૃપતી કને, આપવાને દામરે;
જે માગે તે આપી તેનું, ઉતારૂં અભિમાનરે. અરે. ૩
જે માગે તે આપું તેને, તુજપર સૌ ખુરબાનરે;
સપ્ત નૌકા દ્રવ્ય મારૂં, આપું તે નિધાનરે. અરે. ૪

# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—અરણ્ય.

રાગ. જોગ આશા.

**કરણકુંવર**—(ઇશ્વર તારી ગહન ગતી છે.—એ રાહ.)
ઓઅવિનાશી અકળ કળા છે, પ્રાણી માત્રમાં તુજ પ્રબળાછે.
ઓ અવિનાશી—એ ટેક.
કહાંરે વણિક પૂત્ર, રાજ કુમારી;
ઈશ પ્રતાપે સજોડાં, મળ્યાં છે.—ઓ અવિનાશી. ૧
વૈભવ સુખનો, માલ ખજાનો;
બૂરી દશે ભાગ્ય,બૂરાં મળ્યાં છે.—ઓ અવિનાશી ૨
કરણ કુંવરને, કામાવતી આ;
એકલાં વનમાં, નીબળાં છે. —ઓ અવિનાશી. ૩
ત્રણ દીવશથી, અંન ઉદકતો;
નવ મળેથી, હાડ ગળ્યાં છે. —ઓ અવિનાશી. ૪
સહાય કરોને દીન દયાળુ;
દુરઘટ દુઃખતો,અમને પડયાંછે.—ઓ અવિનાશી. ૫

**કામાવતી**.—(લલીત છંદ.)
અખીલ વીશ્વના, પર્મપાળછો;
પરમ જ્ઞાન દા, તા, દયાળછો;

સરવ સ્થાનમાં, આપતો વસો,
અમપરે કૃપા, સાગરા થશો. ૧
દિન જનો તણાં, દુઃખને હરો,
અરજ માહરી, દીલમાં ધરો;
દિન તણાં દુઃખો ને નિવા રશો,
અમપરે કૃપા, સાગરા થશો. ૨
હરિ હરિ હવે, શું ભવી થશે,
પરમ કષ્ટ આ, કયાહરે જશે;
વિપતી આ સમે, રે ઉગાર શો,
અમપરે કૃપા, સાગરા થશો. ૩
સહન મૂજથી, દુઃખ આ અતી,
કલપ કોટિએ, થાવુંરે નથી;
કરિ કૃપા અને, આપ તારશો,
અમપરે કૃપા, સાગરા થશો. ૪
તરણુ દીનથી, અંન ના મળ્યું,
જળવિના અતી, હાડતો ગળ્યું;
ઉર ઘણી દયા, આપ લાવશો,
અમપરે કૃપા, સાગરા થશો. ૫
થઇ ઘણી હવે, બાકિ ના રહી,
દિવશ જાય છે, દુઃખમાં વહી;
અતિ દુખી પરે, રે'મ આણશો,
અમપરે કૃપા, સાગરા થશો. ૬

કરણકુંવર—(અલેક્સેં તું યાદ કર. એ રાહ.)

દહી કષ્ટ સૂખતે, કરે દયા નિધી,
રે દયા નિધિ હોપુનિતરે, દયા નિધિ.—ટેક.
અતુલ દુઃખ નામને, દયાળ દીજીએ,
અવકૃપા અમે પરે, અતીન કીજીએ;
આશરે છે એક, આપને કૃપા નિધિ. દહીકષ્ટ. ૧
આસુ કોમલ પત્ની મારી, છે દુખી અતી,
સ્વપ્ને દુઃખ આવું તેણે, કદી દીઠું નથી;
દુષ્ટ પાપી હું જેથી, દુખી તેને કીધી. દહીકષ્ટ. ૨
આજ ત્રણ દિવશ અંન, વિના રહી એહ;
મૂખ કરમાણું પાણી, વિના દુખી તેહ,
ચરણ ચાલવું ને પડે, તાપ અવધી. દહીકષ્ટ. ૩
સુજ્ઞ પ્રીયા સુલક્ષણી, છે માહા સતી,
સતી તેહને પડે છે, દુઃખ અતી અતી;
પણ પોતાની વીતી, વાત કદી નથી કીધી. દહીકષ્ટ. ૪
વિકટવંન સાથ મારી, દુઃખ સહી રહી,
પણ પ્રિતી અપ્રિતી, મુજ પરે નથી થહી;
સંકટ સમય ધૈર્યતા, તેણે ઘણી દીધી, દહીકષ્ટ. ૫
સહાય કરો નાથ હવે, તિતિક્ષા નથી,
કૃપા કરો દયા કરી, હે વિશ્વના પતી,
પતીત પાવના કરો, હવે સત્યની સીધી. દહીકષ્ટ. ૬

**કામાવતી**—(આ છે મારો પ્રાણુ બેની આ છે મારો પ્રાણુ. એ રાહ)

સ્વામીનાથ આપ દીલ ધૈર્યતા ધરો, રે ધૈર્યતા ધરો;
મારે માટે આપ શીદ સોચના કરો. સ્વામીનાથ-ટેક.
સુખ દુખ સર્વને આવી પડે પતી, રે આવી પડે પતી;
ભૂવનના ભર્તારની વિચીત્ર છે ગતી. સ્વામીનાથ. ૧
અતિ વિકટ દુખતો મારે કાજે ધર્યું, ભલા મારે કાજે ધર્યું;
સર્વ સુખ સંપતીને દ્રવ્ય દુર કર્યું; સ્વામીનાથ. ૨
દુખરૂપ તુરંગમાંથી મુક્ત તો કીધી, ભલાજી મુકતનો કીધી;
મુક્ત કરવા કાજ સર્વ ખરચી છે રીધી. સ્વામીનાથ. ૩
તેમ છતાં આપ પ્યાર તુલ્ય કોનથી, ભલાજી તુલ્ય કોનથી;
આપનો આભાર તો હું શું કહું કથી, સ્વામીનાથ. ૪
ઈશ પ્રાર્થના મનુષ્ય એજ ધર્મ છે, ભલાજી એજ ધર્મ છે;
સંકટે ધૃતી ધરવિતે આપ કર્મ છે, સ્વામીનાથ. ૫

**કામાવતી**-એસી તકસીર ન કીની યાર. એ રાહ.)

અરે ઓ ઇશ, નમાવી શીશ, કરૂં પરણામ તુને જગદીશ.
અરજ મારી, દીલે ધરજો, કરી કષ્ટ નષ્ટ સુખ કરજો.
અતિહારી હવે સુજનાર, દુખીને દુઃખમાંથી તાર.
પુર્વે જન્મ પાપ શાં કીધાં, કે દુખ રૂપી અમૃત દીધાં,
અતી ઉગ્ર તાપનારે વડે, સુકો મલ કંઠે કાંટા પડે.
કોમલ અતી ચરણો દાઝે, નવ મળ્યું અંન્નોદક આજે.
નથી રેહુતી હવે તો ધીર, સહન કેમ કરશે આરે શરીર.

દુખી છે અતી શેવક તારા, વિદારો દુઃખ અમારા.
વિના અપરાધ કાં આવો, દુખ દાઈ ક્રોધ શો લાવો.
ક્રોધ કરી દુર કરૂણા કરો, વિકટ વીધન દુઃખ હરો.

---

## પ્રવેશ ૨ જો

**વીરશેન**—(રાગ. ગજલ ઈંદ્ર સભામાં ગવાતી).

**સ્થળ**—રાજા વિરસેનની કચેરી.

શ્રૂણો શાહા પૂત્ર તમે, ચતૂર સુજાણ;
ચાદર અલોકીક તમે, લાવ્યા ક્યાંથી હ્યાંય. ૧
આવું નકશી કામ તેમાં, ચુક નહીં લગાર;
આ પટ સુંદિર અધિક, તે તણું કોણ ભરનાર. ૨

**કરણકુંવર**.—(રાગ. જુઓ જુઓ વિપ્રેભીડીહામ એ રાહ.)

સૂણો વિરસેન રાજન, અતિ હોંસ મન ધરીરે;
મારે ઘેર છે સ્ત્રી મહારતંન, ચાદર મુજ સ્ત્રીએ ભરીરે ટેક.
મૂજ સ્ત્રી માહા ચતુર સુજાણ— અતી.
ભરી ચાદર તેણે નીરવાણ— ચાદર.
પટ ભરતાં તે વર્ષ એક થાય— અતી.
ઘણું નકશી કાર્ય છે રાય.— ચાદર.
હું જાણું વેપારની સુપેર.— અતી.
પણ દ્રવ્યને મારે છે વેર.— ચાદર.
દ્રવ્ય વિના વેપાર નવ થાય.— અતી.

ત્યારે રચ્યો છે આરે ઉપાય.— ચાદર.
ધર્મ રાજ્ય આ તેમાં નહીં ચૂક.— અતી.
તેથી રહીએ માનીને સુખ.— ચાદર.
રહીએ નગ્રમાં તમ સરકાર— અતી.
અમ ઉપર આપ ઉપકાર.— ચાદર.

જે વખતે રાજાની બદ દાનત થવાથી દાસીને મોકલી. કામાવતીને કપટથી, નદી કીનારે એકડંડા મેહેલની અંદર રાખી છે; તે વખતે કામાવતી વિલાપ કરે છે.

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—નદી કીનારાનો મેહેલ.

**કામાવતી**—(રાગ—પીયુને તજાવનાર. એ રાહ.)

એકાએક આશો જુલ્મ, થયોરે ભવતાર;
દગલ બાજી મેરૂ ક્યાંથી, પડયો હું પરે. ટેક.
ક્યાંછે સ્વામી માહારાને, ક્યાંછે વજીરાત;
દગો દેવા મૂજને કરીછે, વિપરીત વાત. એકાએક. ૧
મૂજ રૂપ માટે આ, બનીછે સરવે વાત;
કષ્ટ ઘણું વેઠવું, પડે છે મૂજ નાથ. એકાએક. ૨
અભાગણી પાપણી હું, દીસું છું જગદીશ;
રખે મારા નાથનું, છેદયુંરે હોવે શીશ. એકાએક. ૩
રખે પતી માહારાની, કરી હોયે ઘાત,
સ્હાય મારા કંથની, કરજોરે દીનાનાથ. એકાએક. ૪
અરે ઓ જગતનાથજીવન, પરમ દયાળ;

સ્વામી માહારાની, રક્ષા કરજો ભૂપાળ. એકાએક ૫.

**કામાવતી.**—(રાગ. સહીયર દુઃખ શું દાખવું. એ રાહ.)

પ્રાણનાથ તમે ક્યાં હશો, હું છું દુખી અપાર;
હું દુર ભાગીણી એકલી, રહી છુરે આઠાર.—ટેક.
હું નિર ભાગણી નારના, કૃત્યથીરે થયું છે;
પ્રાણજીવન મમ નાથને, દુઃખ સેહેવું પડયું છે. પ્રા૦ ૧
રૂપ તેજ આ માહરૂં, બળી કાં ન ગયું રે,
કંથ વિયોગ પુર્વે મારૂં, મર્ણુ કાં ન થયું રે. પ્રા૦ ૨
એક ઘડી તમે મૂજથી, રહેતા નહીં દૂર,
આરે સમયે વિયોગતો, થયો છે ભરપૂર. પ્રાણનાથ. ૩
પ્રાણ વલ્લભ મમ નાથજી, મૂજ, પ્રાણાધાર;
આપ વિયોગના દુઃખથી, મૃત્યુ થાશે આ વાર. પ્રાણના. ૪

એવામાં રાજા વિરસેન પ્રવેશ કરે છે અને કામાવતીને નીચે પ્રમાણે કહે છે.

**વીરસેન**—(રાગ ગજલ ઈંદ્રસભામાં ગવાતી.)

કામસેન નૃપતીની તું, પૂત્રી મારા પ્રાણ;
રૂપ તુજમાં હું લીન, થયો છું પ્રમાણ. ૧
શ્રણુ શશી વદની તું, ચતૂર સુંદરી;
મેહેલ મારા માંહી, રહે ભાવને ધરી. ૨
તુજ સમાન બીજી કોઇ, નાર તો નહીં;
સ્વર્ગ મૃત્યુ પાતાળે, તું માનજે સહી. ૩
રાજ્યદ્વારમાં તું નાર, શોભે છે અતી;

દીન જાત વણીક પુત્ર, તારે શોપતી. ૪
તુજ સમાન હું છું રાય, મુજને તું રહે;
સ્વર્ગ સૂખ આંહી મળે, મંનમાં લહે. ૫
સર્વ રાજ્ય માહરૂં તે, તાહરૂં પ્રમાણુ;
તૂજરે આજ્ઞા મુજબ, વર્તુ હું નિરવાણુ.

**કામાવતી**—(રાગ—પ્રભુ મેહેરકર—એ રાહ)

વીરસેન વચન વિચારીને કહો;
મારી સાથ લગ્નની તો આસ ના લહો.—ટેક—
શૂણુજો નૃપતી તમે ચતૂર સુજાણુ;
આવો દુષ્ટ ન કરો, વિચાર નિરવાણુ.– વીરસેન. ૧
મુજ માટ દ્રવ્ય કૂપ આપ્યો છે ભરી;
વણિક પુત્ર નાથ મારો તેને હું વરી. વીરસેન. ૨
જેમ ઘન વૃષ્ટી કરે જળની અપાર;
તેમ દ્રવ્ય વરસ્યો છે વણીક કુમાર. વીરસેન. ૩
માટે મૂજ શિર છત્ર પ્રાણુનો પતી;
તેની તુલ્ય નૃપતિ કો આવે ના રતી. વીરસેન. ૪
તેહના સુંદિર સૂખની શી કહૂં વાત;
એવણુ અવર તો પુરૂષ ભ્રાત તાત. વીરસેન. ૫
તેમ છતાં બળાત્કાર કરશો જો આપ;
(તો) શ્રાપ મારા થકી તમને થશે સંતાપ. વીરસેન. ૬

**વીરસેન.**—(રાગ-ગજલ. ઈંદ્રસભાની.)

શૂણુ નારી સુલક્ષણી, તૂજ હીત કાજ;

મમ વચન માનો સત્ય, કહું છું હું આજ.
જો તું મુને ના રહે તો, મારૂં તૂજ નાથ;
દાશી કરી રાખું તુંને, માન્ય સાચી વાત. ૨

**કામાવતી.**—(રાગ. રાજાજી જંગલમેં—એ રાહ.)

શૂણો તમે પોયણ પૂર પતી;
દુઃખ પરદારા થકી છે અતી. ટેક.
નહીં યોગ્ય હું તુજનેરે ભૂપાળ;
કારણ ક્રીડા કરી છે કરણકુમાર. શૂણો. ૧
હોયે ભોગવી કોઈ પુરૂષે સતી;
તેને કેમ કરી વરે નરપતી. શૂણો. ૨
કરે પરનારીની સંગે ભોગ;
પડે પીંડ કે કદી વાધે રોગ. શૂણો. ૩
દુષ્ટ દુર્યોધને રાવણે રાજ;
ગુમાવ્યું છે પરનારી ને કાજ. શૂણો. ૪
દુઃખ ઈંદ્ર ચંદ્ર સરીખા દેવ;
પામ્યા પરદારા થકી તતખેવ. શૂણો. ૫
આવા કૃત્યે કૂળને લાગશે લાજ;
નકી મુજ વચન માનો માહારાજ. શૂણો. ૬

બાદ રાજા જાય છે અને દાસી પ્રત્યે કામાવતી કહે છે.

**કામાવતી**—(રાગ—સીતાજીના મહીનાનો,—)

સખી દુઃખ પડયું આઠાર, વિયોગથીરે અતી;
મારા પ્રાણ તણા આધાર, નીશી હસે ગતી. ૧
એકરણકુંવક મુજ નાથ, મમ વિણકેમ જીવશે;

વળી અંન ઊદકનો ત્યાગ, તેણે તો કીધો હશે. ૨
તેના વના રહ્યુ નવ જાય, શુણરે સખી સાધવી;
પટ આ ભુષણ શણગાર, તજુંરે સાડી નવી. ૩
ધરૂં વૈરાગ્ય હું મન માહ્ય, સ્વામીનું ધ્યાન ધરી;
તજી અન્ન ઉદકને આજ, વિલાસ તો પરહરી. ૪
જ્યારે કરણ તણું દરશન, થશે સખી મૂજને;
ધરૂં મુખ વિશે જળપાન, કહું સત્ય તૂજને. ૫
જે શું કરી અભ્યંતર પ્રીત, તેને કેમ પરહરૂં;
જન્મો જન્મ હું તેની નાર, મળે નહીં તો મરૂં. ૬

ત્યારબાદ ધીરજ આપવાસારૂ ચતુરાંજ્ઞા દાશી રાણીને કહેછે.

**ચતુરાંજ્ઞા.**—(રાગ—પીલુંબરવાની ઠુમરી.)

શૂજ્ઞાબાઇ આજ તમે, ધૂતીને ધરો;
અતિ વિકટ દુઃખ મંન, શોચના કરો.—ટેક.
આમ રડવાથી કાર્ય, સર્વ બગડે;
દેહની ખુવારી થાય, કંથના જડે. સૂજ્ઞાબાઇ. ૧
ધરો ધ્યાન નાથનું, તે સાહ્ય કરશે;
ઈશના પ્રતાપથી તો, કંથ મળશે. સૂજ્ઞાબાઇ. ૨
માટે બાઈ શોચ છોડી, ખોળ ના કરો;
કંથ મળવા ચરિત્ર, આપ આદરો. સૂજ્ઞાબાઈ. ૩

ત્યાર બાદ કામાવતી ઇશ્વર સ્તુતી કરે છે.

**કામાવતી.**—(રાગ-મુજે છોડચલા બનજારી-એ રાહ.)

**પ્રભુ દીન અરજ સ્વીકારો, આ સંકટથી મુને તારો. ટેક.**

રચી સૃષ્ટિ અલૌકિક ભારી, તમ શર્ણું આવી હું નારી;
કરો લાભકારી ઉપકારો, આ સંકટથી મુને તારો. પ્રભુ. ૧
જેવી રામ સીતાની જોડ, જેમ લક્ષ્મીજીને રણછોડ;
તેમ કર્ણ કુંવર પ્રાણ પ્યારો, આ સંકટથી મુને તારો. પ્રભુ. ૨
રાય પુણ્ય શ્લોક દમયંતી, તેવાં અમે છીએ દંપતી;
સંયોગ તું રે કરનારો, આ સંકટથી મુને તારો. પ્રભુ. ૩
હું કર્ણ કુંવરની નારી, આ સમે અતી દુખીયારી;
કર ગ્રહીને પાર ઉતારો, આ સંકટથી મુને તારો. પ્રભુ ૪
મુજ સ્વામીનાથ ક્યાં હશે, તે વીણ દેહ નહીં રે'શે;
કરી કૃપા વિયોગને ઠારો, આ સંકટથી મુને તારો. પ્રભુ. ૫
ગ્રહ વિશે જશે મુજનાથ, સાંભળિ આ વિપરીત વાત;
નકી તજશે પ્રાણને પ્યારો, આ સંકટથી મુંને તારો. પ્રભુ. ૬
મુજ'ક્ષણું અલગ નવ રહેતા, હે પ્રિયા મુખેથી કહેતા;
તે સેહેશે કેમ દુખ પ્યારો, આ સંકટથી મુને તારો. પ્રભુ. ૭
મુજ વીણ ઝુરીને મરશે, તેને શાંત આવી કોણ કરશે;
તે આપ દયા વીચારો, આ સંકટથી મુને તારો. પ્રભુ. ૮
હું દુખીયારીને નાથ, કરો સુખી કંથની સાથ;
આણી વિયોગ દુઃખનો આરો, આ સંકટથી મુંને તારો. પ્રભુ. ૯

જે વખતે કરણકુંવર ઘેર આવે છે. તે વખતે સ્રીને નહીં દેખવાથી શોકમય થઇ રૂદન કરે છે;



# પ્રવેશ ૪ થો.

**સ્થળ**—પોયણપુર નગ્રમાં કરણકુંવરનું ગ્રહ.

**કરણકુંવર.**— ( રાગ મેવાડો.

મુજ પ્રાણ પ્યારી પત્નીરે, તું ક્યાં ગઇ આવાર;—ટેક.
કામાવતી તું કામનીરે, ચતુર શિરોમણ નાર;
તુજને આમ ઘટે નહીંરે,પેહેલી પ્રીત સંભાળરે. તું ક્યાં. ૧
મેં ધન સરવે આપીયું તૂજ, માટે તે રાજંન;
તારા ગુણ શું કહું કથી, ધીરજ રહેન મંનરે. તું ક્યાં. ૨
ઉદક લઇ ચર્ણું ધોઈને તું, લેતી ચંમર હાથ;
મધુરૂં મધુરૂં બોલતી તું, કરતી જ્ઞાનની વાતરે. તું ક્યાં. ૩
સુખ દુખની વાતો કરતીને, આપી ધીરજ સાર;
પ્યારા કહી બોલાવતી તે, ના બોલે કેમ નારરે. તું ક્યાં ૪
પ્રાણ:સમે તું ઉઠતી ને, જોતી મુજ મુખ પ્રેમ;
આગ્ન ા લઇ પરવર્તી કામે, એવો ધરતી નેમરે. તું ક્યાં. ૫
એવી નારી તું સતવંતીને, બહુ નીતી ગુણવાન;
તે તું આજ મળે નહીં તો, ખચિત જાશે આ પ્રાણરે. તુંક્યાં.૬

શગ—સોરઠની ગજલ.

**કરણકુવર**—(દુખ્યો આજ તાપ વિલાપમાં. એ રાહ.)
હે પરાત્પરા પરમેશ્વરા, તમે દુખીને તો સુખી કરો;-ટેક.
મુજ નારનારે વિજોગથી, પડયું દુઃખ પૂર્વે સંજોગથી;
દેહ પડશે વણ રોગથી, ઇશ દયા મારી દીલે ધરો. હે પરા૦ ૧

મુજ વીણુ ક્ષણું રે'તી નહીં, કેમ જીવશેરે તેતો સહી;
નકિ તજશે પ્રાણ દહી દહી, તેના વેરીતો સરવે મરો. હેપરા૦ ૨
પુરવે પુન્ય અતી કીધું હશે, તેથી આપી નારી જગદીશે;
પણ તપે ખોડ પડી હશે, તે કારણ પડયો આ આંતરો. હેપરા૦ ૩
નહીં જમતીરે મૂજ વિના, રહ્યો આજ હું વાણુ નારીના;
જો કરૂં ભોજન તેના વીના, તોતે વિષ નકી દીલે ધરો. હેપરા૦ ૪
નાથ દુઃખથી તો છોડાવીએ, વળી નારને તો મેળાવીએ.
નહીંતો કરવત કાશી મૂકાવીએ, માટે દુખ હરી સુખી કરો. હેપ૦ ૫

ત્યાર પછી કરણકુંવર પેલા નદી કીનારા ઉપરના મેહેલ પાસે આવે છે, તેને જોઇ કામાવતી પત્ર લખી નાખે છે, તે લેઈ કરણકુંવર વાંચે છે.

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—નદીનો કીનારો.

(રાગ.—પીયુ મારે વચને પળજોરે, એ રાહ.)

પીયુ મારી વિનંતી ધરજોરે, મારો પત્ર અંગીકાર કરજો. ટેક.
પત્ર લખેછે દાશી તમારી, દૂષ્ટ નૃપતિ આ મરજોરે. મારો. ૧
આ મેહેલમાં મુને કપટથી રાખી, નકી દીલમાં ધરજોરે. મારો. ૨
તમ વિના હું રહી છું ઉદાશી, ત્યાગ કર્યો છે અનનોરે મારો. ૩
તમ દર્શનથી સૂખી થઇ છું, શોક તજી સર્વ મનનોરે. મારો. ૪
અશ્વ લીયને વસ્ત્રો આદી, લેવા પૂરમાં પળજોરે. મારો. ૫
ઈશ પ્રતાપે સંયોગ થાશે, અરધી નિશાએ વળજોરે. મારો ૬

કામાવતીને એક ચોર છેતરી લેઇ જાય છે, અને તે

ચોરનું નગ્ર નજીક આવે છે ત્યારે કામાવતી તેની પાસેથી છુટવાને સારૂ કપટથી કહે છે.

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—ચોરના નગ્ર પાસેનો બાગ.

**કામાવતી.**—(રાગ. સીયાનો કનરો.)

હે તસ્કરજી સુખ અતિ આજે;
પણ એક વાતે, દીલ મમ દાઝે. ટેક.
તમ ગ્રહ વીશે, આ દરવેશે;
આવું તો દુઃખ, રાજાજી દેશે હે તસ્કરજી. ૧
કહેશે તું નારી, લાવ્યો હરીને;
અતી સુ કોમળ શોભિત સુંદરીને. હે તસ્કરજી. ૨
ઘર બાર સરવે, લૂટીને લેશે;
વળી તમોને, દુઃખ અતિ દેશે. હે તસ્કરજી. ૩
એવી બીના દે, ખી મૂજ આજે;
પ્રાણ તો તજવો, પડે તમ કાજે. હે તસ્કરજી. ૪
માટે કહું તે, પ્રમાણે કરોને;
અવર વસ્ત્રો પૂ, ર લેવા પળોને. હે તસ્કરજી. ૫

**તસ્કર**— (રાગ-ઈંદ્રસભાની. ગજલ.)

સત્ય તું કહે છે. નારી, માનું સાચી વાત;
સઘ નગ્રમાં જઇ હું, કા'વું માત તાત. ૧
તારે સારૂ વસ્ત્ર મુજ, નાતનાં પ્રમાણ;
લાવું તે જઇ પલક, નીશ્ચેરે તું જાણ. ૨

કામાવતીને દેખી ત્રંબાવટી નગ્રીના રાજા ભૂપસેનના કુંવર નામે હંસ ને વત્સ લડે છે.

---

## પ્રવેશ. ૭ મો.

**સ્થળ.**— બપૈયા વન.

(**લાવણી**—દરદી દીવાના, એ રાહ.)

**હંશ**—હે લઘુ ભ્રાત (૨) તું વચન વિચારી બોલ;
**વત્સ.**—એ પત્ની છે માહારી, તુ સત્ય વચને તોલ. ૧
**હંશ.**—મુજ પત્ની તારે (૨) ભાભિ માત સમાન ગણાય;
**વત્સ.**—મુ જપત્નીતમ. પૂત્રી સમ, તે શાસ્ત્રમાંરે જણાય. ૨

**કામાવતી**—રાગ---બિહાગની ગજલ.

શૂણો હંશ વત્સ, તમે ચતૂર રાજવી;
આમ લડ્યા થિ, ન મળે સતી સાધવી.---ટેક.
પણ જો તમે એક, વાત માનીને રહો;
તેથી કાર્ય થાય સીધ, મંનમાં લહો. શૂણો. ૧
ધનુશ લાવો મૂજ હાથ, ફેંકુ દ્રીય બાણ;
પેહેલો લઇ આવે તેને, હું વરૂં પ્રમાણ. શૂણો. ૨

બે કુંવરોને છેતરી કોઇ જંગલની અંદર નાસી જાય છે અને એક અઘોરવન ભયંકર લાગવાથી રૂદન કરે છે,

---

## પ્રવેશ, ૮ મો.

**સ્થળ—એક ભયંકર જંગલ.**

**કામાવતી.**—(રાગ. સૈયર દુઃખ શું દાખવું એ રાહ.)
અરેરે હાયે હવે શું થશે આ વંન મોઝાર;
આ અઘોર વનમાં પડી, સુઝે પંથન સાર....ટેક.
દીવશ રે'ણી સૂઝે નહીં, અંધકાર અપાર;
મનુષ્ય દેહ અહીં કોનથી, કહું કો'ને આ વાર: અરેરે. ૧
કેશરી શબ્દ બિહામણા, તેથી ધ્રૂજે પહાડ;
જાણે મેઘ અશાડનો, ગરજે છે આ વાર. અરેરે. ૨
તરૂવર સઘન આવી રહ્યાં, પહાડ ઉંચા વિશાળ;
તે જોઇ ફાટે છાતડી, થરથર કંપે કાય. અરેરે. ૩
ધીરજ હવે રેહેતી નથી. પ્રાણ મારો જાય;
આરે ભયંકર વનમાં, સ્હાય કરો જગરાય. અરેરે. ૪

જયારે રાત્રીને સમએ અંધારાને લીધે નહીં સૂઝવાથી સરોવરને વીશે ચાલી. તેથી મગરે ગળી તે સમયે ઈશ્વર સ્તુતી કરે છે.

---

# પ્રવેશ ૯ મો.

## સ્થળ—અરણ્ય માંહેનું સરોવર.

**કામાવતી.**—(રાગ. જરા સુતોતો સહી. એ રાહ.)
અરે ઓ ઇશ દીનની, અરજ તો સ્વીકારસો;
દુઃખ અવધિમાંથી, આપતો ઉગારશો. ટેક.
વિરસેન પાસથી, બહુ કળે છુટી પ્રભુ;
તસ્કર હાથમાં, ફસાઇ હું હતી વિભુ. અરેઓ. ૧

તસ્કર છેતરીને, જંગલ મધે હું ગઇ;
ભૂપસેન પૂત્રના, ભેગી હુંતો થઇ. અરેઓ. ૨
ચરિત્ર કરી છૂટી, હંશ વત્સ પૂત્રથી;
તોપણ સૂખ નહીં, દુઃખ તો સમુદ્રથી. અરેઓ. ૩
પ્રાણુના નાથનો વિયોગ, તો કરાવીઓ;
મગ્ગર મુખમાં આ અશ્વનો પગ આવીઓ. અરેઓ, ૪
વ્હારે ધાજો વીશ્વ, પાલકા પ્રભુઅરે;
નમું હસ્ત દાશી, દ્દીય જોડીને ખરે. અરેઓ. ૫

બાદ કામવતીને મગ્ગર ગળી જાય છે, તેવામાં એક પારધી આવે છે અને મગરને મારી કામાવતીને બાહાર કાઢે છે એટલે કામાવતી છટકી જાય છે. કોઇ જગ્યાએ ઉભી રહી. કાંઇ નહીં સુજવાથી. અંબીકાની સ્તુતી કરે છે.

---

## પ્રવેશ ૧૦ મો.

**સ્થળ**—અણ્યમાં કાંઇ અમુક જગ્યા.

**કામાવતી.**— રાગ આશા ગોડી.

આપ છો દીન દયાળુ, અંબીકા માજી આપ છો દીનદયાળુ.-ટેક.
ધીરજ રેહેતી નથી હવે મુજને,
આવન લાગે ભય વાળું. અંબીકા માજી. ૧
મુજ સ્વામીનો વિયોગ પડયો છે;
કરોને મેળાપ કૃપાળુ. અંબીકા માજી. ૨

વીરસેન હાથે હું ચઢી માજી;
મુક્ત કરી ત્યાંથી મયાળુ. અંબીકા માજી. ૨
તસ્કર ચુકાવ્યો, ચુકાવ્યા બે પુત્રો;
એ પ્રતાપ તાહ્યરો દયાળુ. અંબીકા માજી. ૪
મગરે જ્યારે ગળી હતી મુજને
સ્હાય કરિ પર્મ કૃપાળુ. અંબીકા માજી. ૫
દીન દાશીની વિનતી સ્વીકારો;
સહાય થજો ભવતારૂં અંબીકા માજી. ૬

ત્યારબાદ અંબીકાજી પ્રશન થઇ વરદાન આપે છે.

**અંબીકા માતા.** (અંતરીક્ષથી નીચે ઉતરી વરદાન આપે છે

રાગ—ગીતી.

કામાવતી મુજ પુત્રી, ધીરજ રાખી આગળ સંચરજે;
વંન કોકીલા મધે, પૂરી તપાસ ત્યાં જઇ તું કરજે. ૧
ત્યાંહાં થકિ ગૌ ચારે, નગર સુ શોભીત છે એક ભારી;
ત્યાં સુખ પામીશ પુત્રી, મીથ્યા તે તું નહી માન્ય' મારી. ૨

રાત્રી પડી જવાથી કામાવતી એક બાવાના આશ્રમ પાસે જઇ મુકામ કરે છે. તેવામાં બાવો આવી કહે છે.

## પ્રવેશ. ૧૧ મો.

**સ્થળ**—કોકીલા વમનાં ગોસાંઇનો આશ્રમ.

**ગોસાંઇ.**—(રાગ—ગજલ. ઈંદ્રસભાની.)

અરે માઇ કોન હે, તુમ સચ્ચ કેહેનાં બાત;

રાતકી બખત જંગલમે, કોન હે સ્ત્રિ જાત. ૧
કાયકું તુમ હૈયાં બૈઠી, કયા હે તેરેકું દુઃખ;
સાચે સાચા નહીં બોલતો, કર દેઉંગા વિમુખ. ૨

**કામાવતી**—(રાગ—શૃગારમાં ડૂબાવીતી—એ રાહ.)

અરે મહારાજ આપ, દીનના દયાળ;
અતી દુખીયારી નાર, આપની હું બાળ.—ટેક.
ચિત્રસેને પરણીને, દીધું દૂખ;
સાત વર્ષ સુધી, ન દેખ્યું નૃપતિનું મૂખ.અરે મહારાજ.૧
તેથી પ્રતીજ્ઞા કરીને, ગણ્યો ભ્રાત તાત;
ત્યારે વેચી બજારે, કરણકુંવરની સાથ. અરે મહારાજ. ૨
ત્યાંથી પોયણ પૂર આવ્યાં, દુઃખ સહી તંન,
ચાદર વેચતાં દગો, દીધો' રાજંન. અરે મહારાજ. ૩
પ્રાણનાથના થકી હું, થઇ છું નિરમૂખ;
દુષ્ટ વિરસેને મને, દીધું ઘણું દુખ. અરે મહારાજ. ૪
ત્યાંથી છુંટી નાઠી હું, સ્વામીને કહીવાત;
તો મૂજ નશીએ મળ્યો,તસ્કરની જાત. અરે મહારાજ. ૫
તસ્કર સુકાવ્યો, સુકાવ્યા બે ભૂપ કુમાર;
દુઃખ અતુલ જંગલમાં,પામી હું નિરધાર. અરે મહારાજ.૬
ગળી હતી મગ્ગરે, સરોવરમાં જે વાર;
તે મગ્ગરને મારી, મુક્ત પારધી કરનાર. અરે મહારાજ. ૭
માટે હું આવી છું, કોકીલા વનમાં ક્યાંય;
સૂરજ અસ્ત થવાથી,આ આશ્રમનીમાંય. અરે મહારાજ. ૮

કામાવતી પુરૂષનો વેશ લેઇ. મણી પુરમાં માલણને ઘેર જઇ ઉતરે છે,

## પ્રવેશ ૧૨ મો.

**સ્થળ**—મણીપુર નગ્રમાં માલણનું ગ્રહ.

**કામાવતી.**— રાગ ગીતી.

નિતીકળા મમ ભગની, કહું વચન તે સત્ય હ્રદય ધરજે;
છું કામ સેનનો પુત્ર, એવિ વાત કોઇ આગળ નવકરજે. ૧
આ અંગુઠી લઈને, ગિરો મુકવા બજારે સંચરજે;
લક્ષ રૂપૈયામાંથી, અશ્વ આભુશણ લૈ પાછી વળજે. ૨

**નિતીકળા**— (રાગ. બીહાગની ગજલ.)

ધર્મતણા ભ્રાત મારા, પવીત્ર છો તમે;
અંદેશો ન રાખો કાંઈ, મન આ સમે.—ટેક.
મારા સ્વામીનાથ સર્વે લેવા જાય છે;
પણ રસોઇ તઇયાર છે, તે ઠંડી થાય છે, ધર્મ. ૧
માટે સ્નાન કરી આપ, ભોજન કરો;
ત્યાં વેરા તે આવશે, પછિ સુખે પરવરો. ધર્મ. ૨

કામાવતી રાજકુંવરનો પોશાક પેહેરી અશ્વ ઊપર બેસી. કચેરીમાં દાખલ થાય છે. તેને જોઈ પ્રધાન કહેછે.

## પ્રવેશ ૧૩ મો.

સ્થળ મણીપુર નગ્રની કચેરી.

**ચતુરસિંહ પ્રધાન.--   ગીતી.**

રાજ્ય પુત્રછો ક્યાંના, માતપિતા તમ ભ્રાત કોણ કાવે;
નામ ધર્યું નિજ આપે, શું? છે તે તમ કરો પ્રગટ ભાવે. ૧

કામાવતી.—(રાગ. મુજ ઉપર ગુજરી.--એરાહ.)

તમે શુણો ચતુરસિંહ આજ, વાત મુજ સાચી;
મુજ કનક પુરી છે ધામ, વાત નહીં કાચી. ૧
મુજ પિતાતણું તો નામ, કામસેન કહાવું;
છે કામ કુવર મુજ નામ, તેજ બતલાવું. ૨
થઇ વૃધા વસ્થા પિતા, તણી મુજ તેથી;
તપ આદરવાને કાજ, ગયા વંન જેથી. ૩
સહુ સોંપ્યુ રાજને પાટ, જેષ્ટ બાંધવને;
વન નીકળીયો હું ગુપ્ત, પ્રગટ કરૂં તમને. ૪
હું શરણાં ગતછું આપ, શરણુ તો રાખો;
તમ કાર્ય સર્વે હું કરૂં, સત્ય મન દાખો. ૫

ત્યાર બાદ ચતુરસિંહ પ્રધાન તેને પોતાના રાજા પાસે તેડી જાય છે, અને રાજા પોતે વાંઝીઓ, તથા વૃધ હોવાથી પોતાની કુંવરીને પરણાવી રાજ પાટ આપી ગાદી ઉપર બેસારે છે, તથા પ્રધાન પણ પોતાની દીકરીને પરણાવે છે. હવે પેલો કરણ કુંવર તથા રાજા વિરસેન તથા તસ્કર, તથા હંશ વત્સ નામના બેપુત્રો એ પાંચે જણ કામાવતીની ઝંખના કરતા તથા રઝળતા રખડતા મણીપુર

નગ્રમાં આવી ચઢે છે. અને કામાવતી તે સરવે જણાને શિખામણરૂપી બોધ આપી વીદાય કરે છે. ત્યારબાદ કરણ કુવર ગાદી ઉપર બેસે છે, અને કામાવતી તથા રાજાની તથા પ્રધાનની કુંવરીઓ, એવી રીતે ત્રણ સ્ત્રીઓ સહીત કરણ કુંવર સુખમાં દીવસ નીરગમન કરે છે.

---

## સર્વ પાત્રો મળીને ગાય છે.

રાગ—કલ્યાણ.

શ્રી જગતપતી,તું આપ્ય સન્મતી.—એ રાહ.)

હે દેશી બાંધુઓ, સુ લક્ષણો ધરો;
ચાલો સહૂ નીતીથી, ને કૂમતી હરો.— ટેક.
સૂદ્ધ દીલ થકી પાળે, પતીવ્રત સાર;
અતી સુખી કરે તેને, દીનનો દયાળ. હે દેશી. ૧
સ્હાસ કર્મ કરેથી, મળે ન સુખ કાંઈ;
ધરે ધૈર્ય સંકટે તો, ટળે દુખ દાઇ. હે દેશી. ૨
વીરસેન રાજને, કુદ્રષ્ટી કરી સાર;
છોડી રાજ પાટ દુઃખ, પામ્યો છે અપાર. હે દેશી. ૩
ક્ષોભ પરદારા તણો, અતી દુખ કાર;
જેમ દુઃખ પા પામ્યા, તસ્કર ભૂપના કુમાર. હે દેશી. ૪
માટે સરવે સજજનો, અમારી વીનતી;
દુરાચાર તજી ધરો, સુનીતી અતી; હે દેશી. ૫




રા. રા. મેહેરબાન આણંદજી ત્રીકમજીભાઇ

લીંબડી

આ પુસ્તક છપાવતી વખતે, આપ સાહેબે અમારા ઉ-પર રેહેમ લાવી અમને મદદ કરી છે. માટે આપના આ-ભારી છીએ.

વીરમગામ. } ર. વિ. અં. વ્યાસ.
કુ. હ. પરીખ.

# જાહેરખબર.



સરવે સદગૃહસ્થોને ખબર આપવામાં આવે છે કે, આ પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી રોકડી કિંમતે વેચાથી મળશે. માટે જે સાહેબોને ખરીદવાની ખુશી હોય તેમણે પૈસા મોકલી મંગાવી લેવાં. નાટપેડ પત્ર લેવામાં આવશે નહીં.

**વીરમગામ.**—ગ્રંથ કર્ત્તા પાસેથી તથા સુકલ. કેશવલાલ માહાદેવ પાસેથી. ઠે. સુતાર ફલી. તથા બુકસેલર મુળશંકર લલુ પાસેથી.

**અમદાવાદ.**—ગુજરાત ગેઝેટ છાપખાનામાંથી. તથા મોતીરામ સંભુરામ. વૈદ્ય. પાસેથી. ઠે. સાંકડીશેરીમાં.

**લીંબડી.**—આણંદરામ ત્રીકમજીભાઇ. પાસેથી.

**ધ્રાંગધ્રા**—બાળાશંકર રામજી દવે. પાસેથી. ઠે. સલાટવાડામાં.

**હળવદ.**—લીલાધર શીવશંકર દવે પાસેથો. તથા વકીલ ન્યાલચંદ જીવરાજ પાસેથી.

દશ નકલ મંગાવનારને એક નકલ મફ્ત, તથા સેંકડે દશ કમીશન આપવામાં આવશે. પૈસા પેહેલાં મોકલ્યાથી નકલો પહોચાડવામાં આવશે. ટપાલ ખરચ જુદું મોકલવું.

ઠે. શેઠ ફલી પાસે. } કુબેરદાસ. હરીભાઇ. પરીખ
.ઠે સુતાર ફલીમાં. } રણછોડ વી. અંબારામ. વ્યાસ.